બાળ ગ્રંથાવળી : : ચોથી શ્રેણી : ૧૦

# અનંગસુંદરી



જ્યોતિ કાર્યાલય : : અમદાવાદ

બાળ ગ્રન્થાવળી : ચોથી શ્રેણી : ૧૦

# અનંગસુંદરી

:: લેખક ::

ધીરજલાલ ટોકરશી શાહ.





પ્રથમ આવૃત્તિ : નકલ ૧૨૫૦ : સં. ૧૯૮૮

મૂલ્ય સવા આનો.

જ્યોતિ કાર્યાલય : અમદાવાદ

# અનંગસુંદરી

જેમ પ્રધાન ને પુરોહિત રાજ્યની શોભા છે, જેમ સેનાપતિ ને નગરશેઠ રાજ્યની શોભા છે, જેમ હાથી, ઘોડા, રથ ને પાળા રાજ્યની શોભા છે તેમ ચિત્રશાળા પણ રાજ્યની શોભા છે. આગળના વખતમાં દરેક રાજા પોતપોતાની ચિત્રશાળા બનાવતા. એમાં દેશ દેશાવરથી સારામાં સારા ચિતારાઓ બોલાવી ને ચિત્રો ચિતરાવતા. તેમજ ઉંચામાં ઉંચી કારીગરીની વસ્તુઓ મૂકતા. વસંતપુરના રાજા શત્રુમર્દન પણ એ જ રીતે પોતાના રાજ્યમાં એક ચિત્રશાળા બનાવી રહ્યા છે. એમાં ચિત્રાંગદ નામનો એક ઘરડો ચિતારો છે. જેમ સારા કલાકારો નિર્ધન જ હોય છે એમ ચિત્રાંગદ પણ નિર્ધન જ હતો. પણ એની પાસે બે અમૂલ્ય વસ્તુઓ હતી. એક પોતાની કળા અને બીજી પોતાની મહારૂપવતી પુત્રી અનંગસુંદરી.

અનંગસુંદરી રૂપે અથાગ હતી. ચતુરાઈમાં પણ એવીજ હતી. તે હંમેશાં રસોઈ કરી પિતાને ભાત આપવા આવતી.

એક વખત તે ભાત લઇને આવતી હતી. બરાબર રાજમહેલના દરવાજે આવી કે સામેથી મારતા ઘોડે કોઈ સ્વાર નીકળ્યો. અનંગસુંદરી બહુજ ઝડપથી પાસેની ભીંતને અઢેલીને ઉભી રહી અને બહુ સાચવીને ચિત્રશાળાએ આવી.

તેણે ચિત્રશાળાએ આવીને પિતાની પાસે ભાત મૂક્યું. પણ પિતાને એવી ટેવ કે બરાબર ભાત આવે ત્યારે જ દીશાએ જવાનો સમય થાય. પોતાની એ ટેવ મુજબ તે દિશાએ ગયો. એકલી બેઠેલી અનંગસુંદરીએ પોતાનો સમય પસાર કરવા હાથમાં પીંછી લીધી ને રંગવડે મોરની એક આબેહુબ પીંછી ચીતરી.

જ્યાં પીંછી પૂરી કરીને તે જોઈ રહી છે એવામાં રાજા ચિત્રશાળા જોવા આવ્યો. ફરતાં ફરતાં પેલી મોરની પીંછી પાસે આવ્યો. તેણે સાચી ધારીને ઉપાડી લેવા હાથ લંબાવ્યો ત્યાં આંગળાં પત્થર સાથે અફળાયાં. તે શરમાઇ ગયો. અનંગસુંદરી ખડખડ હસી પડી ને બોલીઃ મૂર્ખના ત્રણ પાયાનો માંચો (ખાટલો) હતો તેમાં ચોથો પાયો તમે થયા. રાજા કહે, અરે બાઈ! તેં ત્રણ પાયા કયા કલ્પ્યા છે કે જેમાં ચોથો પાયો મને ગણ્યો! અનંગસુંદરી કહે, એક તો મૂર્ખનો શિરોમણિ એ કે જે લોકોની ગીરદીવાળા રસ્તે ઝડપથી ઘોડો દોડાવતો હતો. બીજો

મૂર્ખ મારો પિતા કે હંમેશાં ભોજન વેળાએ જ દિશાએ જાય છે. ત્રીજો મુરખ રાજા કે જેણે બહુપુત્રવાળા ચિતારાઓને અને મારા પિતાને ચિતરવાને સરખી જગા આપી છે અને ચોથા મૂર્ખ તમે કે ચિતરેલી પીંછીને પણ પારખી ન શકયા. રાજા આ સાંભળી વિચારમાં પડી ગયો કે અહો ! આ કન્યાની બુદ્ધિ કેવી છે? આ તો ખરેખર કન્યારત્ન છે. પછી એનો પિતા આવતાં અનંગસુંદરીની માગણી કરી અને રાજા તેને પરણ્યો.

રાજાએ પોતાની રાણીઓને જુદા જુદા મહેલ આપ્યા હતા તેમ અનંગસુંદરીને પણ મહેલ આપ્યો. જુદી જુદી રાણીઓને ત્યાં રાજા જુદા જુદા દિવસે જાય છે. એ મુજબ એક વખત તે અનંગસુંદરીને ત્યાં આવ્યો. અનંગસુંદરીએ વિચાર કર્યો કે રાજા ઘણા દિવસે ઘેર આવ્યા છે. હવે વળી ઘણા દિવસે આવશે. માટે એવું કાંઈક કરૂં કે રાજા બીજે જઇ શકે જ નહિ. એથી તેણે દાસીને કહી રાખ્યું કે હું નિશાની કરૂં એટલે મને તું કહેજે કે 'રાણીજી રાત બહુ મોટી છે માટે કાંઇક વાત કહો તો ખૂટે.' એ મુજબ દાસીએ કહ્યું એટલે અનંગસુંદરીએ જણાવ્યું રાજાજીને ઉંઘ આવે છે. આપણે વાત માંડીએ તો એમની ઉંઘમાં ભંગ પડે. માટે એ ઉંઘી જાય પછી કહીશું. રાજાએ વિચાર્યું કે એ કેવીક વાત કહે છે તે સાંભળું એટલે ખોટાં ખોટાં નસકોરાં બોલાવવા લાગ્યો. અનંગસુંદરી પણ સમજી ગઇ પણ એને તો એ જ જોઇતું હતું. તેણે વાત માંડી :

વાત ૧ લી

એક ગામમાં કોઇ ગુણવાન શેઠ છે. તેને યૌવનમાં આવેલી એક

કન્યા છે. તેના માટે પતિ શોધવા તેનો બાપ, ભાઈ તથા માતા એ ત્રણે નીકળ્યા છે. હવે બન્યું એવું કે ત્રણે જણા જુદે જુદે ઠેકાણે એ કન્યાનું સગપણ કરી આવ્યા. ઘેર આવ્યા તો ખબર પડી પણ હવે શું બને? એતો લગ્નનો દિવસ થયો એટલે ત્રણેય જણ પરણવા આવ્યા. માતા પિતા બહુ ચિંતામાં પડયા કે કન્યા એક ને વર ત્રણ એનું શું કરવું? એવામાં જ બનવા જોગ તે કન્યાને સાપ કરડયો. તેથી કન્યા મરણ પામી. તે વાત પેલા વરરાજાઓએ જાણી એટલે ત્યાં આવ્યા. તેમાં એક બોલ્યો કે કારમો પ્રેમ શા કામનો? જેની સાથે સાચો પ્રેમ હોય તેનો વિયોગ ખમાય નહિ. માટે હું તો તેની સાથે જ બળી મરીશ. બીજાએ અન્નનો ત્યાગ કર્યો ને ઉપવાસ આદર્યા. ત્રીજો બુદ્ધિવંત હતો તેણે વિચાર્યું કે કાયર થયે કામ થશે નહિ. ઉદ્યમ કરીશું તો સફળતા મળશે. માટે દેવતાનું આરાધન કરવા લાગ્યો. દેવ તુષ્ટમાન થયા ને સંજીવની મંત્ર આપ્યો. તે મંત્રની અગાધ શક્તિથી તેણે કન્યાને જીવતી કરી.

હવે પહેલો બોલ્યો: મેં આકરૂં કામ કર્યું છે કારણ કે હું એની સાથે ચિતામાં પેઠો હતો. બીજો કહે, એમાં તેં શું કર્યું? મેં તો અન્નજળ ત્યાગ કર્યાં હતા. ત્રીજો કહે, તમારી વાત તદ્દન ખોટી છે કારણ કે તમને અને સ્ત્રીને જીવાડનાર તો હુંજ છું. ત્યારે હે દાસી! આ કન્યા એક ને વર ત્રણ એમાં કન્યા કોને આપવી?

દાસી કહે, બાઈ સાહેબ! મને તો કાંઈ ખબર પડતી નથી

માટે તમે જ કહો. રાણી કહે, અત્યારે તો મને ઉંઘ આવે છે માટે બાકીની વાત કાલે કહીશ.

આ વાત સાંભળી રાજા પણ વિચારમાં પડયો. તેને પણ જવાબ ન સુઝયો એટલે જવાબ સાંભળવા બીજે દિવસે પણ અનંગસુંદરીને મહેલે આવ્યો. ત્યારે ગઈ રાત્રિની માફક દાસીએ કહ્યું: કાલની વાત પુરી કરો. એનો જવાબ સાંભળવા મારૂં મન તલપાપડ થયું છે. રાણી કહે, તેઓ રાજા આગળ ગયા ત્યારે રાજા અને પ્રધાને મળીને વિચાર કર્યો કે જેણે કન્યાને જીવાડી તે તો તેનો બાપ કહેવાય. અને જે કન્યાની સાથે મરવા તૈયાર થયો તે તો ભાઈ કહેવાય. માટે કન્યા ઉપવાસીને આપવી.

દાસી કહે, બીજી પણ કાંઇક સુંદર વાત કહો.

## વાત ૨ જી

અનંગ સુદરી કહે, એક ગામમાં રાજાને પોતાની રાણીઓ માટે ઘરેણાં તૈયાર કરાવવા હતા. તેણે પોતાના મહેલમાં ઉંડા ભોંયરામાં બે સોનીને રાખ્યા. તેઓ મણિરત્ન (જેનો પ્રકાશ પડયા જ કરે) ના અજવાળે કામ કરે. બહાર નીકળે જ નહિ. હવે તે બેમાં એક બોલ્યો: હે ભાઇ! અત્યારે રાત્રિ છે કે દિવસ? બીજો કહે, રાત્રિ. તો હે દાસી! એણે કેવી રીતે જાણ્યું હશે? દાસી કહે, મને સમજ પડતી નથી માટે તમેજ કહો.

અનંગસુંદરી કહે, હવે આજ મારી આંખો ભારે થઈ છે. બાકીની વાત કાલે કહીશું.

રાજાને જવાબ સાંભળવાની ઉત્કંઠા થઈ એટલે ત્રીજા દિવસે પણ ત્યાંજ આવ્યો. બરાબર વખત થયો કે દાસીએ

પૂછ્યું : બાઇ સાહેબ ! આપ ગઇ કાલની વાતનો જવાબ આપો કે પેલા સોનીએ વાત શી રીતે જાણી ? અનંગ સુંદરી કહે, તે રતાંધળો હતો એટલે રાત્રી પડતાં દેખે જ નહિ એથી રાત્રિ જાણી.

દાસી કહે, આજે પણ કોઈ ખૂબ સરસ વાત કહો. તમારી વાત સાંભળવાનું બહુ મન થાય છે.

અનંગસુંદરી કહે, હે દાસી ! સાંભળઃ

વાત ૩ જી

એક નગરમાં બે ચોર છે. તેમણે એક વખત વિચાર કર્યો કે કોઇ ધનવંતનું ઘર ફાડીએ. એ પ્રમાણે તેઓ ધનવંતના ઘરમાં પેઠા. ત્યાં બાપદીકરો નામું કરતા હતા. તેમાં મેળ મેળવતાં એક કોડીનો મેળ મળતો નહતો એથી બાપે ચીડાઇને છોકરાના મ્હોં પર ખાસડું માર્યું. આ જોઈ ચોરોએ વિચાર કર્યો કે આ તો ભારે લોભી જણાય છે. જે એક કોડી માટે પુત્રને ખાસડું મારે છે તેનું બધું ધન જશે તો જરૂર તેનું હૃદય ફાટી જશે માટે બીજા કોઈ સ્થળે જઇએ. એવો વિચાર કરી તેઓ રાજાના મહેલમાં ગયા અને ત્યાં જઈ રાજાનો ભંડાર ફાડયો અને જ્યાં ધન લઈ બહાર નીકળે છે ત્યાં બરાબર ચોકીદારોએ પકડયા. સવારે તેઓને રાજા પાસે લાવ્યા. રાજાએ તેમને પેટીમાં પુરી તે પેટી નદીમાં તરતી મૂકી દેવાની શિક્ષા કરી. એ મુજબ બંને ચોરોને પેટીમાં પુરવામાં આવ્યા. કેટલાક વખત સુધી એ પેટી તરતી તરતી એક નદીના કિનારે નીકળી. કિનારે ઉભેલા માણસોએ પેટી ઉઘાડી તો અંદરથી બે માણસો નીકળ્યા. એમને કિનારે ઉભેલા માણસોએ પૂછ્યુ કે તમે કેટલા દિવસથી અંદર છો ? એક ચોર કહે, ચાર

દિવસથી. હે દાસી ! તું કહે કે એમને ચંદ્રસુરજ તો દેખાતા નહોતા તો કેવી રીતે જાણ્યું કે આજે ચોથો દીવસ છે? દાસી કહે, અમે તો મૂર્ખ માણસ. અમે શું સમજીએ ? આપજ જવાબ આપો. અનંગસુંદરી કહે, આજે તો સાંજે ભારે જમણ જમી છું એટલે ઉંઘ આવે છે. કાલે એ વાત પુરી કરીશ.

રાજાને પણ આ વાતનો બરાબર રસ લાગ્યો છે. જવાબ આવડયો નહિ અને પૂછતાં શરમ આવે એથી ચોથા દિવસે પણ અનંગસુંદરીને મહેલે આવ્યો.

રાત્રે બરાબર સમય થતાં દાસીએ કહ્યું: બાઈ સાહેબ ! કાલની વાત પૂરી કરો. અનંગસુંદરી કહે, બીજા ચોરને ચોથીઓ તાવ આવતો હતો એથી તેણે જાણ્યું કે આજે ચોથો દિવસ છે.

દાસી કહે, તમારી વાતમાં બહુ જાણવાનું મળે છે માટે આજ તો ખૂબ સરસ વાત કહો.

## વાત ૪ થી

અનંગસુંદરીએ વાત માંડી: એક ગામમાં બે શોકયો હતી. તેમાં એકની પાસે રત્ન હતાં તેથી બીજીનો વિશ્વાસ ન કરે. તેણે વિચાર્યું કે એ રત્ન પેસતાં નીકળતાં મારી નજરે પડે એમ કરૂં. પછી તેણે રત્ન એક ઘડામાં નાંખી ઘડાનું મોઢું લેપ વડે બંધ કરી દીધું. હવે લાગ જોઈ એક વખત બીજી શોકયે રત્ન કાઢી લીધાં અને ઘડાનું મોઢું હતું તેવું લેપ કરીને બંધ કરી દીધું. પહેલી શોકયે જતાં આવતાં રત્ન

ન દીઠાં ત્યારે જાણ્યું કે કોઇ કે એ કાઢી લીધાં છે. હે દાસી ! ઘડો તો મોઢેથી બંધ કરેલો જ હતો છતાં પેલી શોકયે શી રીતે જાણ્યું કે અંદરથી રત્ન ગયાં છે? દાસી એનો જવાબ આપી શકી નહિ. રાણીએ કહ્યુંઃ હવે બાકીની વાત કાલે કરીશું. રાજા તો આ વાતના રસમાં પાંચમા દીવસે પણ ત્યાંજ આવ્યો. દાસી કહે, બાઈ સાહેબ ! પેલી વાતનો મને જવાબ કહો. એ એ જવાબ સાંભળવાને મારૂં મન ઘણું જ આતુર છે. અનંગ-સુંદરી કહે, એ ઘડો કાચનો હતો. દાસી કહે, આ તો સાવ સહેલી વાત હતી. મને તો એટલી પણ સમજ ન પડી. હવે આજે પણ કોઇક એવી જ સરસ વાત કહો.

### વાત ૫ મી

અનંગસુંદરીએ વાત શરૂ કરી.

એક રાજકુંવરી હતી. તેની માતાએ એક વખત તેને ખુબ ઘરેણાંગાંઠાં પહેરાવી સભામાં મોકલી. રાજાએ તેને ખોળામાં બેસાડી. એવામાં આકાશમાંથી કોઈ વિદ્યાધર આવીને તેને ઉપાડી ગયો. હવે રાજાને ચાર પુરૂષરત્નો છે. એમાં એક નિમિત્તિઓ, બીજો રથકાર, ત્રીજો સહસ્રયોધો અને ચોથો વૈદ્ય છે. એ ચારેને રાજાએ કહ્યુંઃ જે મારી પુત્રી લાવે તેને અર્ધું રાજ્ય ને મારી કન્યા આપીશ. એ સાંભળી નિમિત્તિયો બોલ્યોઃ કન્યાને વિદ્યાધર પૂર્વ દિશાએ લઈ ગયો છે. ત્યારે રથકારે આકાશગામી રથ બનાવ્યો. તેમાં ચારે જણ બેસી વિદ્યાધરની પછવાડે ચાલ્યા. રસ્તામાં યુદ્ધ થયું. તેમાં સહસ્ર

યોદ્ધાએ વિદ્યાધરને ઘા કર્યો. વિદ્યાધરે વિચાર કર્યો કે આ સ્ત્રી હવે મારે કામ ન આવે પણ એમ શા માટે બીજાના હાથમાં જવા દઉં? એમ વિચારી કન્યાનું મસ્તક છેદી નાંખ્યું. એ જોઈ સહુ ખેદ પામ્યા. ત્યારે વૈદ્યે પોતાના ઔષધના પ્રભાવથી એને જીવતી કરી. હવે તે ચારે અંદર અંદર લડવા લાગ્યા. એક કહે હું પરણું ને બીજો કહે હું. ત્યારે રાજકુંવરી બોલી કે ક્લેશ શા માટે કરો છો? હું તો ચિતામાં પ્રવેશ કરૂં છું. જેને મારી સાથે આવવું હોય તે આવો. હે દાસી! તું કહે કે એની સાથે કોણ ચિતામાં પ્રવેશ કરે?

દાસી કહે, હું વિચાર કરી લાવીશ. રાજા છઠી રાત્રીએ પણ અનંગસુંદરીને ત્યાંજ આવ્યો. તે પોતે જવાબ પૂછે તો તો પોતાની બીનઆવડત જણાય. એટલે જવાબ સાંભળવા માટેજ આવે છે. બરાબર સમય થતાં દાસી બોલીઃ બાઈ સાહેબ! મેં તો આખી રાત વિચાર કર્યો પણ કાંઈ સમજ પડી નહિ. તમેજ કહો કે કોણ ચિતામાં પ્રવેશ કરે. અનંગ-સુંદરી કહે, નિમિત્તિયો. બીજા ત્રણ તો વિચાર કરે છે કે ચિતામાં પ્રવેશ કરીને શું કરવું? જે સુખ ભોગવવું છે તે તો જીવતાંજ. પણ નિમિત્તિયો ભવિષ્ય જાણે છે. એટલે નિર્ભય થઈને એની સાથે પેઠો. કન્યાએ તો પરીક્ષાજ કરી હતી. ચિતાની નીચે ભોંયરૂં હતું તેમાંથી તે બંને નીચે ઉતરી ગયા ને ચિતાને સળગાવી મુકી.

દાસી કહે, બીજી પણ કાંઇક સુંદર વાત કહો.

## વાત ૬ ઠી

અનંગસુંદરી કહે, એક સ્ત્રીને ઘેર વિવાહ આવ્યો ત્યારે તેણે બીજી સ્ત્રી પાસે કડાં માગ્યાં. તેણે રૂપીઆ ઠરાવીને તે આપ્યાં. હવે વિવાહ તો પૂરો થઈ ગયો. પણ પેલી કડા લેનારી કડાં આપે નહિ. બે ચાર વખત તેની ઉઘરાણી કરી પણ કડાં આપ્યાં નહિ. એક વખત જ્યારે તે બહુ બોલી ત્યારે પેલી સ્ત્રી કડાં આપવા તૈયાર થઇ. પણ તેણે કડાં કાઢવા માંડયાં તો તે નીકળ્યા જ નહિ. તેનું શરીર પણ હવે તો ખૂબ જાડું થઇ ગયું હતું. આથી તે બોલીઃ તમને જેટલા રૂપીઆ આપવાના ઠરાવ્યા છે તેમાંથી જે આપવાના બાકી રહ્યા તેટલા રૂપીઆ લ્યો પણ કડાં તો નીકળતાં નથી. બીજી કહે, ના, હું તો કડાંજ લઈશ. પેલીએ કહ્યુંઃ હાથ તો કાંઇ કપાય નહિ. જોઇએ તો બીજાં કડાં કરાવી આપું. તોપણ પેલી સ્ત્રીએ માન્યું નહિ. તેણે તો હઠ પકડી કે મને તો મારાંજ કડાં આપો. હે દાસી ! તું કહે કે આનું કેમ થાય ? દાસી બોલી કે તમેજ કહો. અનંગસુંદરી કહે, મને સખત ઉંઘ આવે છે માટે આજે તો નહિ, કાલે કહીશ. રાજા તો સાતમે દિવસે પણ એ મુજબ આવ્યો. દાસીએ જવાબ પૂછયો એટલે અનંગસુંદરીએ કહ્યુંઃ પેલી કડાં માગી લાવનારીએ કહ્યું કે જે રૂપીયા મેં આપ્યા હતા તેજ રૂપિઆ તમે પાછા આપો તો હું તમારાં કડાં પાછા આપું.

દાસી કહે એ ખરો ન્યાય. હવે આજે પણ એક આવીજ સુંદર વાત કહો.

## વાત ૭ મી

અનંગસુંદરી કહે, એક નગરમાં ઉંટનો પાળનારો વસે છે. તે ઉંટ ચારવાને નગર બહાર આવ્યો. ઉંટ ચરાવે છે એવામાં એક ઉંટે બાવળનું ઝાડ ખૂબ લીલું દેખી તેમાં મ્હોં નાખ્યું. પણ ઉંટના મોંમાં તેનાં પાન આવ્યાં નહિ. તેણે બહુ બહુ મહેનત કરી પણ તે પાનને તો મોઢું નજ અડયું. આથી તે ઉંટે ચીડાઈને તેના પર લીંડા કર્યાં ને પેશાબ પણ કર્યો. હે દાસી ! એ કેવી રીતે બન્યું હશે ? દાસી કહે, મને તો સમજ પડતી નથી કે એ શી રીતે બને. તમેજ કહો. અનંગસુંદરીએ જવાબ બીજા દીવસ પર મુલત્વી રાખ્યો. રાજા તો આઠમા દિવસે પણ તેને ત્યાંજ આવ્યો. દાસીએ પેલી વાતનો જવાબ પૂછયો એટલે અનંગસુંદરીએ કહ્યું: એ બાવળ નગરની ખાળમાં ખૂબ નીચે ઉગેલો હતો. ઉંટે એના કાંઠે ઉભા રહી મોં નાંખ્યું પણ બહુ નીચો હોવાથી તે પહોંચી શકયો નહિ. એથી પુંઠ ફેરવી તેના પર મળમુત્ર કર્યાં.

## વાત ૮ મી

દાસીએ વળી બીજી વાતની માગણી કરી. એટલે અનંગસુંદરી બોલી: હે દાસી ! કોઈ નગરમાં દેવદત્ત નામનો મોટો શેઠ હતો. તેણે એક વખત એક હાથનું મંદિર બનાવ્યું ને અંદર ચાર હાથની મૂર્તિ બેસાડી. દાસી કહે, એ તો કેવી રીતે બને ? રાણી કહે, તું વિચાર કરી લાવજે. નવમી રાત્રી પણ એવીજ

રીતે આવી. રાણી કહે, અરે દાસી! એટલી પણ સમજ પડી નહિ કે એ મૂર્તિને ચાર હાથ હતા, એટલે એક હાથના દેરાસરમાં ચાર હાથની મૂર્તિ બેસાડી.

### વાત ૯ મી

દાસી કહે, ઓહો એ તો તમારી ભાષાની જ ચતુરાઈ છે આજે પણ કોઈ સરસ વાત કહો.

અનંગસુંદરી કહે, હે દાસી! એક શેઠે પોતાના સગાંને જમવા નોતર્યાંઃ તેમાં બાર જણ જમવા આવ્યા. હવે તે જમવા બેઠા એટલે શેઠાણી હાથમાં રૂપાનો થાળ લઈને પીરસવા આવ્યા. એ થાળમાં બાર લાડુ હતા. હવે તેમાંથી દરેક જણને એકેક લાડુ પીરસ્યો તો પણ થાળમાં એક લાડુ રહ્યો. હે દાસી! એ કેવી રીતે બન્યું હશે? દાસી કહે, એ તો આશ્ચર્યની વાત. એ કેવી રીતે બને? અનંગસુંદરી કહે, તું બરાબર વિચાર કરજે ને કાલે મને જણાવજે કે એ બને કે નહિ?

### વાત ૧૦ મી

હવે દસમી રાત આવી. રાજા પણ બરાબર વાતનો જવાબ સાંભળવા આવ્યો. ત્યારે દાસીએ કહ્યું કે રાણી સાહેબ! કાલની વાતનો જવાબ આપો. એ જવાબ સાંભળવા મારૂં મન બહુ અધીરૂં થયું છે.

અનંગસુંદરી કહે, છેલ્લા ભાણે થાળ મૂકયો ન હતો એટલે લાડુ સાથે થાળ મૂકયો. એથી થાળમાં એક લાડુ રહ્યો.

દાસી કહે, તો આજે પણ કાંઈક એવી જ વાત કહો.

અનંગસુંદરીએ વાત શરૂ કરી.

ચાર જણા પોતાના એક સગાને મળવા ગયા. બારણે આવ્યા તો બારણું બંધ. આથી તેમણે બારણું ખખડાવ્યું તો અંદરથી કોઇએ પ્રશ્ન કર્યો કે કોણ છો ? આ ચારમાંથી એક જણે જવાબ આપ્યો કે અમે તો માતા, પિતા, ભાઇ, બ્હેન, મામા, ફોઈ, ભાણેજ ને ભત્રીજા છીએ. તો હે દાસી ! એ ચાર જણા કોણ કોણ હશે ?

દાસી કહે મને સમજ પડતી નથી. તમે કહો. અનંગસુંદરી કહે, કાલે જવાબ આપીશ. આજ તો મારૂં શરીર દુ:ખે છે.

## વાત ૧૧ મી

હવે અગીઆરમા દિવસે પણ રાજા આવ્યા ને પલંગે પોઢયા. એટલે દાસીએ હંમેશની જેમ આજે પણ પૂછ્યું કે રાણીસાહેબ ! ગઈ કાલની વાતનો જવાબ આપો. અનંગસુંદરી કહે. એ ભાઈ બ્હેન હતા. ભાઇની સાથે એનો છોકરો હતો. અને બ્હેનની સાથે એની દીકરી હતી.

એ જવાબ સાંભળી દાસી બોલી: હે બાઇ સાહેબ ! તમારી વાતો સાંભળવાથી બુદ્ધિ બહુ ખીલે છે. આવી આવી ચમત્કારી વાતો તમે કયાંથી સાંભળી ? તમને તો આવી બહુ વાતો આવડે છે તો આજે પણ એક વાત કહો.

અનંગસુંદરી કહે, એક ચોરસ તળાવ હતું. તેમાં એક

ચોરસ બેટ હતો. એ બેટમાં ભગવાન શ્રી ઋષભદેવનું મંદિર હતું. આ મંદિરમાં આવીને હંમેશાં દર્શન કરવાનું વ્રત એક સ્ત્રીએ લીધું, અને હંમેશાં હોડીમાં બેસીને જવા લાગી. હે દાસી! હવે એક વખત એવું બન્યું કે તળાવમાં એકે હોડીજ ન મળે. એટલે પેલી બાઈએ કોઇ પણ રીતે ત્યાં જવાનો નિશ્ચય કર્યો. પણ તેને તરતાં આવડતું નથી. એવામાં બે લાંબા પાટિયાં તેની નજરે પડયા. પણ બંને પાટિયાં ટુંકાં. કોઈ પણ જગાએથી તે બેટને પહોંચે નહિ. ત્યાં સુથાર કે લુહાર પણ ન હતો કે એ બે પાટીઆને જોડે. છતાં એણે બે પાટિયાંને એવી રીતે ગોઠવ્યા કે તેના પરથી ચાલીને તે મંદિરે ગઇ અને દર્શન કર્યાં. હે દાસી! એણે પાટિયાં કેવી રીતે ગોઠવ્યા હશે?

દાસી કહે, એમાં મને સમજ પડતી નથી. તમેજ કહો કે એ કેવી રીતે ગોઠવ્યા હશે.

અનંગસુંદરી કહે, કાલે વાત.

હવે બારમી રાત્રિ પણ એજ રીતે આવી. હંમેશ મુજબ રાજા આવ્યો ને પલંગે પોઢયો. એટલે દાસી બોલી કે રાણી સાહેબ! ગઈ કાલની વાતનો જવાબ આપો.

અનંગસુંદરી કહે, એણે ચોરસવો ખુણો પડે ત્યાં એક આડું પાટિયું ગોઠવ્યું અને એ પાટિયા પર ચાલી મધ્યમાં આવી. પછી તેના પરથી બીજું પાટિયું ગોઠવ્યું તો તે બેટને પહોંચી રહ્યું અને તેના પરથી ચાલીને તે બાઇ દર્શન કરવા ગઈ.

આ પ્રમાણે છ મહિના સુધી તે અનંગસુંદરીએ આવી આવી ચતુરાઇની વાતો કરી રાજાને પોતાને ત્યાં રાખ્યો.

આથી બીજી રાણીઓ ખૂબ અદેખાઈ કરવા લાગી અને તેના છિદ્રો શોધવા લાગી.

અનંગસુંદરી તો મહા ગુણવતી છે. તે હમેશાં બપોરે ઓરડો બંધ કરી પોતાનો મૂળ વેશ પહેરે છે ને મનમાં ચિંતવે છે કે હે જીવ! તું વિચાર કર. તારો મૂળ પોશાક આવો હતો. આ વસ્ત્ર વગેરે તો રાજાએ આપ્યાં છે. રાજાને ઘણી રાણીઓ છે તેને મુકીને તારા પર પ્રીતિ રાખે છે એથી જરા પણ અભિમાન લાવીશ નહિ. આમ હંમેશાં તે પોતાના મનને નમ્રતામાં રાખે છે.

હવે શોકયો તેના છિદ્રો જોવા ઘણું મથે છે પણ કાંઈ મળતાં નથી. આથી બપોરે અનંગસુંદરી ઓરડો બંધ કરીને બેસે છે એ વખતે નક્કી રાજાને કામણ કરે છે એવી

અફવા ફેલાવી. અને રાજાને ચેતવ્યો કે મહારાજ! આપ તો ભોળા દિલના છો. એ ચિતારાની પુત્રી મહા ધુતારી છે. આપને વશ કરવા બપોરે કામણટૂમણ કરે છે. રાજાએ વિચાર્યું: આ શોકયો અદેખાઇથીજ બોલતો જણાય છે માટે કોઈનું સાંભળીને માનવું નહિ. એક વખત જાતેજ ખાત્રી કરવી. એમ વિચારી એક વખત બપોરના રાજા છાનોમાનો ઓરડામાં ભરાઇ ગયો. અનંગસુંદરીએ તો હંમેશની માફક આજે પણ કર્યું. રાજાને તો એ સાંભળી ઉલટું વિશેષ માન ઉત્પન્ન થયું. આથી તેને પટરાણી બનાવી.

ચતુરાઈની વાતો જાણનાર અને મનમાં અભિમાન ન રાખનાર જરૂર આગળ વધી શકે છે.

---

# બાળ ગ્રંથાવળીનાં ૧૦૦ પુસ્તકો

**પ્રથમ શ્રેણી :** કિં. રૂા. દોઢ. પાકું બાઈન્ડીંગ રૂા. બે.

૧ શ્રી રીખવદેવ, ૨ નેમ–રાજુલ, ૩ શ્રીપાર્શ્વનાથ, ૪ પ્રભુ મહાવીર, ૫ વીર ધન્નો, ૬ મહાત્મા દૃઢપ્રહારી, ૭ અભયકુમાર, ૮ રાણી ચેલ્લણા, ૯ ચંદનબાળા, ૧૦ ઈલાચીકુમાર, ૧૧ જંબુસ્વામી, ૧૨ અમરકુમાર, ૧૩ શ્રીપાળ, ૧૪ મહારાજા કુમારપાળ, ૧૫ પેથડકુમાર, ૧૬ વિમળશાહ, ૧૭ વસ્તુપાળ–તેજપાળ, ૧૮ ખેમો દેદરાણી, ૧૯ જગડુશાહ, ૨૦ ધર્મ માટે પ્રાણ આપનાર મહાત્માઓ.

**બીજી શ્રેણી :** સળંગ પુસ્તકાકારે પાકું બાઈન્ડીંગ રૂા. સવા.

૧ અર્જુનમાળી, ૨ ચક્રવર્તી સનત્‌કુમાર, ૩ ગણધર શ્રી ગૌતમસ્વામી, ૪ ભરતબાહુબલિ, ૫ આર્દ્રકુમાર, ૬ મહારાજા શ્રેણિક, ૭ વીર ભામાશાહ ૮ મહામંત્રી ઉદાયન, ૯ મહાસતી અંજના ૧૦ રાજર્ષિ પ્રસન્નચંદ્ર, ૧૧ મયણરેહા, ૧૨ ચંદન મલયાગિરિ, ૧૩ કાન કઠિયારો, ૧૪ મુનિશ્રી હરિકેશ, ૧૫ કપિલ મુનિ, ૧૬ સેવામૂર્તિ નંદિષેણ, ૧૭ શ્રી સ્થૂલિભદ્ર, ૧૮ મહારાજા સંપ્રતિ, ૧૯ પ્રભુ મહાવીરના દશ શ્રાવકો, ૨૦ સ્વાધ્યાય.

**ત્રીજી શ્રેણી :** કિં. રૂા. દોઢ. પાકું બાઇન્ડીંગ રૂા. બે.

૧ શ્રી ભદ્રબાહુ સ્વામી, ૨ શ્રી હેમચંદ્રાચાર્ય, ૩ શ્રી હરિભદ્રસૂરિ, ૪ શ્રી સિદ્ધસેન દિવાકર, ૫ શ્રી બપ્પભટ્ટસૂરિ, ૬ શ્રી હીરવિજયસૂરિ, ૭ ઉપાધ્યાય શ્રી યશોવિજયજી, ૮ મહા સતી સીતા, ૯ દ્રૌપદી, ૧૦ નળ–દમયંતી, ૧૧ મૃગાવતી, ૧૨ સતી નંદયંતી, ૧૩ ધન્ય અહિંસા, ૧૪ સત્યનો જય, ૧૫ અસ્તેયનો મહિમા, ૧૬ સાચો શણગાર–શીલ, ૧૭ સુખની ચાવી યાને સંતોષ, ૧૮ જૈન તીર્થોનો પરિચય ભાગ ૧ લો. ૧૯ જૈન તીર્થોનો પરિચય ભા. ૨ જો. ૨૦ જૈન સાહિત્યની ડાયરી.

**ચોથી શ્રેણી : કિં. રૂા. દોઢ. પાકું બાઈન્ડીંગ રૂા. બે.**

૧ જાવડશા, ૨ કોચરશા, ૩ વીર વનરાજ, ૪ ધન્ય એ ટેક, ૫ મણિનાં મૂલ, ૬ કળાધર કોકાશ, ૭ શુકરાજ, ૮ જિનમતી ૯ રાજર્ષિ કરકંડુ, ૧૦ અનંગ સુંદરી, ૧૧ નર્મદા સુંદરી, ૧૨ અષાઢા ભૂતિ, ૧૩ અચંકારિભટ્ટા, ૧૪ વિષ્ણુકુમાર, ૧૫ કાલિકાચાર્ય, ૧૬ શ્રી પાદલિપ્તાચાર્ય, ૧૭ મહાત્મા આનંદઘનજી, ૧૮ શ્રીમદ્ દેવચંદ્રજી, ૧૯ જળમંદિર પાવાપુરી (કાવ્ય) ૨૦ સાધર્મિકનાં સ્નેહઝરણાં.

**પાંચમી શ્રેણી :** સંવત ૧૯૮૮ની શ્રાવણ પૂર્ણિમાએ બહાર પડશે. અગાઉથી લવાજમ મોકલી આપનાર માટે પોસ્ટેજ સહિત રૂા. દોઢ પછીથી પોસ્ટેજ અલગ.

૧ લલિતાંગકુમાર, ૨ ચિલાતીપુત્ર, ૩ આભુશા, ૪ સમરાશા, ૫ પવિત્ર જયસેના, ૬ ભક્ત દેવપાળ, ૭ કુમાર મંગળ કળશ, ૮ ઉત્તમકુમાર, ૯ ચંપકશ્રેષ્ઠિ, ૧૦ અમરસેન–વયરસેન, ૧૧ સાજણસિંહ, ૧૨ ચંપકમાળા, ૧૩ કેવળી જયાનંદ, ૧૪ સમરાદિત્ય, ૧૫ હંસરાજ–વત્સરાજ, ૧૬ કવિ ધનપાળ, ૧૭ શ્રીકાંત શેઠ, ૧૮ મુનિ અર્હન્નક, ૧૯ વૃદ્ધાકુમાર, ૨૦ ઉત્તરાધ્યયનનાં અમૃતબિંદુ.

પાંચે શ્રેણી સાથે ખરીદનારને રૂા. ૬ાા પાકું બાઈન્ડીંગ ૮ાા પોસ્ટેજ દરેકનું અલગ સમજવું.